

ચૈત્રી સંવત્

# ૧૯૬૭ નું ભવિષ્ય ફળ.


પ્રયોજક,

એક જ્યોતિષી.



પ્રકાશક,

“રાજસ્થાન” પત્રની ઑફીસ;

અમદાવાદ.

સંવત ૧૯૬૬ સને ૧૯૧૦

પ્રત ૫૦૦૦

“રાજસ્થાન” છાપખાનું—અમદાવાદ.

કીંમત દોઢ આનો.




ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ
ગુજરાતી કૉપીરાઈટ-સંગ્રહ
૨૮૭૬ ૪૨:૬

# ચૈત્રી સંવત. ૧૯૬૭ નું ભવિષ્ય ફળ.

સંવત્ ૧૯૬૭ ને માટે ભવાની વાકય.

सतसठा समता समय समता अन्न अरु घास.
वरखा समता होवसी परजा चैन निवास;
साहुकार सौदा करो रस आया व्योपार.

દુંદભી સંવત્સર-વરસાદ વધારે, ખેતીવાડી સારી, ધાન્ય-નો ભાવ પહેલા મન્દ, વ્યપારની ઉથલ પાથલ ઘણી, ચોર લો-કોનો ભય ઓછો, ક્યાંક ક્યાંક રોગનો ઉપદ્રવ, રાજાઓમા શાન્તિ અને અરસપરસ સુલેહની વૃદ્ધી, દુનીઆમાં ચોમેર આનંદ પ્રર્તાય. આ પ્રમાણે શ્રાવણ માસ સુધી ફળ મળે, ત્યાર બાદ રૂધિરોદ્ગારિ સંવત્સર બેસે છે એટલે ભાદ્રપદ માસથી સંવત્સરનું ફળ નીચે મુજબ જાણવું:- આ સંવત્સરમાં દુ-કાળ પડવાનો ભય હોવાથી દરેક ચીજ વેચી અનાજ ખરીદ કરી લેવું. વર્ષાદ ક્યાંક ઓછો ક્યાંક વધારે અને કેટલેક ઠેકાણે

તદ્દન ન પણ થાય એટલે કહેવાનો હેતુ એવો છે કે પ્રથમ અ-
નાજના ભાવ મંદા રહેશે પછી એકદમ ભાવ તેજ થઈ જશે
અને તે વખતે અન્ન વેચવાથી સારો લાભ થશે.

## ચૈત્ર માસનું ફળ.

**ચૈત્રસુદી ૧ તા. ૧૦-૪-૧૦**—આ વર્ષમાં પવન ખુબ ફુંકાશે, અગ્નિનો ભય, વર્ષાદ કમી અને અનાજ ઓછું પાકશે. રાજા અને પ્રજા સુખી થશે. મનુષ્યોને કષ્ટ અને સ્ત્રીઓને સ્તનમાં રોગની પીડા થશે. પશુઓને સાધારણ સુખ, ફળ ફુલ મધ્યમ થાય. કપાસનો પાક સારો ઉતરે. પ્રથમ ભાવ મંદા રહે પાછળથી બહુજ તેજ થાય. ચૈત્ર-વૈશાક માસમાં અનાજના ભાવ મંદા રહેશે. આખરેજ તેજી અને રૂનો ભાવ પણ પાછળથી તેજ રહેશે.

**ચૈત્ર સુદી ૨ તા. ૧૧-૪-૧૦**—આ પક્ષમાં અનાજના ભાવમાં સ્હેજ તેજી થાય. અફીણના ભાવમાં વધ—ઘટ થાય. રૂના ભાવમાં સ્હેજસાજ તેજી થાય.

**ચૈત્રસુદી ૪ તા. ૧૩-૪-૧૦**—ઘઉં, ચણા. જવાર, મગ, તેલના ભાવમાં તેજી થાય. બ્રાહ્મણ અને વૃદ્ધ બ્રાહ્મણોને શરીરે કષ્ટ પડે, ઘોડાની જાતમાં રોગ થાય. જંગલમાં રહેના-રાઓને ભય થાય. કાળી ચીજ, કાપડ, અફીણના ભાવમાં તેજી થાય તથા તે પર ભય પણ જણાય, ચોખા અને મગના ભાવ તેજ થાય. આ વર્ષમાં બધી સંક્રાંતીઓ શુક્લપક્ષમાં

બેઠી હોવાથી સઘળી સફેદ વસ્તુઓ કપડાં, ધાતુ, ચાંદીનો નાસ થશે. ૧૫ રાશીની સઘળી વસ્તુઓમાં આ વર્ષમાં ઘણી ઉથલ પાથલ થશે.

**ચૈત્ર સુદી ૫ તા. ૧૪-૪-૧૦**—અગ્નિ, ચોરનો ઉપદ્રવ થશે. બીના ભાવમાં તેજી થશે. એક માસમાં રૂ માં ૧૫ રૂપીયા ઘટશે અને ચાંદીના ભાવમાં તેજી થશે. આ દિવસે વાદળ થાય તો શ્રવણ માસમાં ઘઉંનો ભાવ તેજ થાય.

**ચૈત્ર સુદી ૧૨ તા. ૨૧-૪-૧૦**—અશ્વની પર શનિ બાર માસ સુધી રહેશે તેથી સર્વ પ્રકારના તેલના ભાવ તેજ પહેલાં તેજી રહે પછી મંદી રહેસે. ઉન, જુવાર, ચાંદીના ભાવમાં તેજી થશે. આવરેજમાં રૂ. ૫૦—૬૦ ની તેજી રહેશે અને માળવાના અફીણના ભાવમાં તેજી જણાશે. દેઢ માસમાં ઘી, અનાજ, તેલ, ખાંડ, ગોળ વીગેરે પદાર્થ તેજ થશે. આવરેજમાં તેજી જણાશે.

**ચૈત્ર સુદી ૧૪ તા. ૨૩—૪—૧૦**—બે માસમાં જવ, ચોખા, ઘઉં, રાઇ, મઠ, મસુરના ભાવમાં તેજી થશે. અને ચૈત્ર-વદી ૨ સુધી રૂ ના ભાવ તેજ રહેશે.

**ચૈત્ર વદી ૧ તા. ૨૫-૪-૧૦**—૨૪ દિવસમાં ભય થાય. ચાંદીના બજાર મંદા થાય. એક મહીનામાં અફીણના બજારમાં તેજી જણાય. ૫—૭ દિવસમાં અફીણના બજારમાં રૂ. ૨૫) નો વધારો થઇ તુરતજ બજારમાં મંદી જણાય.

ચૈત્ર વદ ૬ તા. ૩૦-૪-૧૦—ચાંદીના બજારમાં તેજી થશે.

ચૈત્ર વદી ૯ તા. ૩-૫-૧૦—રજપુતાનામાં વાદળ થઇ આવી કેટલાક સ્થળે છાંટા પડશે. ત્રણ દિવસ પછી આવરેજમાં તેજી થશે. એક માસમાં રૂના ભાવમાં રૂ ૧૦ ની મંદી થશે. ઘી, ચોખા, તલ, તેલ, ગોળ, એરંડીઆ સરસીઆના બજાર તેજ થશે.

ચૈત્ર વદી ૦)) તા. ૯-૫-૧૦—ચાંદીના બજારમાં એક મા દોઢ માસ સુધી ૨-૩ ટકાની વધ ઘટ રહેશે. લેઇ વેચનાર જરૂર લાભ મેળવશે.

---

## વૈશાખ માસનું ફળ.

વૈશાખ સુદી ૧ તા. ૧૦-૫-૧૦—તેલ અને અડદના બજાર તેજ થશે. અનાજના ભાવમાં જરૂર વધારો થશે. દિવસ ૧૫ માં ઘઉં, મગ, રાઇ, મઠના ભાવમાં સાધારણ તેજી થશે.

વૈશાખ સુદી ૩ તા. ૧૧-૫-૧૦—પંદર દિવસમાં ગોળ ખાંડના ભાવ તેજી થાય અનાજના ભાવમાં મંદી થશે.

વૈશાખ સુદી ૪ તા. ૧૨-૫-૧૦—રૂનો સંગ્રહ આજે કરે તેઓ અષાઢ માસમાં સારો લાભ મેળવે. દિ. ૧૫ માં ચોપગાઓમાં પીડા થશે. રૂના ભાવમાં રૂ. ૧૦ મંદી થશે. ૩ દિવસ પછી આવરેજ મંદી થશે.

વૈશાખ સુદી ૬ તા. ૧૪-૫-૧૦—સંક્રાંતિ ૪૫ મુહુર્તી છે જે શુભ છે. વર્ષાદ સારો થાય તેમ, રસ તેજ થવાના. ચાંદીમાં ૨-૩ ટકા મંદી થાય અને રૂના ભાવમાં પણ મંદી જણાય.

વૈશાખ સુદી ૧૦ તા. ૧૮-૫-૧૦—દિવસ ૩૫ માં ઘાસ વગેરે પદાર્થ તેજ થશે સૌરાષ્ટ્રમાં વસતા મનુષ્યોને પીડા થશે.

વૈશાખ સુદી ૧૩ તા. ૨૧-૫-૧૦—૫-૭ દિવસમાં રૂના ભાવમાં ૫-૭ ટકા તેજી થશે.

વૈશાખ સુદી ૧૫ તા. ૨૪-૫-૧૦—૨૫ દિવસમાં સફેદ વસ્તુ, અનાજ, કપાસ આદીના ભાવમાં તેજી થાય.

વૈશાખ વદી ૧ તા. ૨૫-૫-૧૦—રોગ પીડા વધારે થશે દુષ્કાળનો ભય રહેશે અફીણના ભાવમાં રૂ ૧૦૦ ની વધ ઘટ થશે. તેમજ રૂના બજારમાં પણ તેજી મંદી રહ્યા કરશે.

વૈશાખ વદી ૪ તા. ૨૮-૫-૧૦—સારો વરસાદ થતો અને સુકાળ થાય એવો યોગ છે. એક અઠવાડીઆમાં રૂ. ૧૦ ની રૂમાં તેજી થશે.

વૈશાખ વદી ૮ તા. ૨-૬-૧૦—ઘીના ભાવમાં તેજી થશે. ૩-૪ દિવસમાં અફીણના બજાર મંદા થશે.

વૈશાખ વદી ૧૧ તા. ૩-૬-૧૦—રૂ તથા આવરેજમાં મંદી પ્રસરશે. ઘી, ગોળ, ખાંડ, ચોખા, ચણા અને મોતીના બજાર મંદા થશે.

વૈશાખ વદી ૧૪ તા. ૬-૬-૧૦—ચાંદીના ભાવ તેજ થશે અફીણમાં ૫-૭ ટકાની તેજી થશે.

વૈશાખ વદી ૦)) તા. ૭-૬-૧૦—દિવસ ૧૫ માં મ-મ, ખાંડ, રાઇના બજાર તેજ થશે.

---

## જ્યેષ્ઠ માસનું ફળ.

જ્યેષ્ઠ સુદી ૧ તા. ૮-૬-૧૦—ચાંદીના ભાવ દિવસ ૨૦ માં મંદા થશે. અફીણના ભાવમાં વધ ઘટ રહેશે.

જ્યેષ્ઠ સુદી ૨ તા. ૯-૬-૧૦—હોઇ માસમાં સારો વરસાદ થાય અનાજના ભાવ મંદા અને ગાયો ભેંસો મોંઘી વેચાશે. અફીણના બજારમાં રૂ. ૨૫ થી ૭૫ સુધીની વધ—ઘટ થઇ જશે.

જ્યેષ્ઠ સુદી ૭ તા. ૧૪-૬-૧૦—ગાયોને પીડા થશે રોગ અને અગ્નિનો ઉપદ્રવ જોવામાં આવશે. ઘઉં તથા બાજરીના બજાર તેજ, સર્વ પ્રકારની ધાતુ તેજી થાય. આગરેજ તેજી થશે. એક મહિનામાં ગોળ. લાખ, ગુગળ, કપુર, હિંગ, શીંગ, રૂ જીરા વીગેરે પદાર્થ તેજી વેચાય.

જ્યેષ્ઠ સુદી ૧૪ તા. ૨૧-૬-૧૦—સર્પનો ઉપદ્રવ ખુબ થશે, જ્યેષ્ઠ વદી ૮ સુધી વર્ષાદ ખેંચાશે પશુઓને પીડા થશે.

જયેષ્ટ વદી ૧ તા. ૨૩-૬-૧૦—૫-૭ દિવસમાં શેર ા ા આનો ઘટી જશે. આવરેજના ભાવ પણ મંદા રહેશે. વર્ષાદ કોઇ જગ્યોએ થોડો. કોઇ જગોએ વધારે થશે. રૂનો બજાર તેજ થઇ પછી મંદો થશે.

જયેષ્ટ વદી ૨ તા. ૨૪-૬-૧૦—વર્ષાદ ઘણો થશે.

જયેષ્ટ વદી ૩ તા. ૨૫-૬-૧૦—બે માસ સુધી ચાંદી તાંબુ અને મોતી તથા સોપારી અને શીંગના બજાર મંદા રહેશે. ત્યારે ઘઉં, જુવાર, તેલ, સરસવ, અળસી, ઘી ગોળના ભાવ તેજ રહેશે. અફીણના ભાવ વધીને તુરતજ ઘટી જશે.

જયેષ્ટ વદી ૭ તા. ૨૯-૬-૧૦—૧૫ દિવસમાં વાયુ ફુંકાશે. સીંદુર અને ગળીના ભાવ તેજ અને રૂ વગેરેના ભાવ મંદા રહે. પણ વચ્ચે તેજ થઈ પછી મંદા ભાવ થઇ જશે.

જયેષ્ટ વદી ૮ તા. ૩૦-૬-૧૦ —આ દિવસે આ રાત્રે ચંદ્રમાં દેખાય અને તે નિર્મળ હોયતો દુષ્કાળ અને વાદળોમાં દેખાયતો સુકાળ જણાય.

જયેષ્ટ વદી ૧૦ તા ૨-૭-૧૦—વર્ષાદનું જોર આગ- ળના બજારમાં વધ—ઘટ થશે. શેરનો બજાર મંદો રૂના ભાવ માં જબરી ઉથલ પાથલ થાય. એવા સંજોગો વેપારીઓને જણાય પરંતુ આખરે વ્યપારીઓને લાભ થાય. આવરેજ ૩ દિવસ પછી મંદો રહે.

જ્યેષ્ઠ વદી ૧૨ તા. ૪-૭-૧૦—ધાન્યનો નાશ થાય, સર્પનો ઉપદ્રવ જણાય વર્ષાદ કમી થાય. રૂના ભાવમાં ૫-૧૦ ટકાની મંદી જણાય.

જયેષ્ઠ વદી ૧૪ તા. ૫-૭-૧૦—દિવસ ૧૧માં અડદ. મગ. ચોખા વિગેરે ધાન્ય, જાર, દરેક જાતના રત્નો તથા કેટલાંક રમના ભાવ તેજ થાય. વર્ષાદ સર્વત્ર થાય નહિ.

---

## અષાઢ માસનું ફળ.

અષાઢ સુદી ૨ તા ૭-૭-૧૦—ચાંદીનો બજાર મંદો થશે.

અષાઢ સુદી ૨ તા. ૮-૭-૧૦—વર્ષાદ ઓછો થશે. રૂનો બજાર તેજ અને આવરેજના બજારમાં રૂ ૫૦ તેજી થશે. પરન્તુ પ્રથમ મંદી થઈ પછી તેજી થશે.

અષાઢ સુદી ૫ તા. ૧૧-૭-૧૦—આજે આવરેજના ભાવમાં કાંઇક તેજી થશે.

અષાઢ સુદી ૯ તા. ૧૫-૭-૧૯—આવરેજમાં રૂ. ૫૦ ની તેજી. અનાજના ભાવ દિવસ પંદર સુધી સાધારણ રહે દિવસ ૨૭ માં તલ, તેલ, સરૂં જર ખાંડ, ગોળ, વીગેરેના ભાવ તેજ થાય અને રૂનો બજાર મંદ થાય.

અષાઢ સુદી ૧૦ તા. ૧૬-૭-૧૦—વર્ષાદ ઓછો થાય અનાજનો નાશ થાય અને બજાર પણ તેજ રહે. ચાંદીની મંદી થશે. રૂના બજારમાં દીવસ ૮ માં તેજી થશે.

અષાડ સુદ ૧૧ તા. ૧૭-૭-૧૦—વર્ષાદ ક્યાંક થાંવધરે ક્યાંક ઓછો. રૂનો બજાર મંદ દિવસ ૧૫ માં વર્ષાદ સાધારણ જાય, ઘઉંના બજાર કમી રહે.

અષાડ સુદી ૧૫ તા. ૨૨-૭-૧૦—ઘી, તેલ, મજીઠ તથા કરીયાણાના ભાવમાં તેજી થાય, પશુઓમાં ઉપદ્રવ થાય. ધાતુના બજાર મંદી થાય.

અષાડ વદી ૧ તા. ૨૩-૭-૧૦—અનાજના ભાવમાં તેજી થાય પશુઓને કષ્ટ પડે.

અષાડ વદી ૨ તા. ૨૪-૬-૧૦—રૂના બજારમાં તેજી થાય

અષાડ વદી ૪ તા. ૨૬-૭-૧૦—દોઢ માસમાં ઘઉં, અળસી વગેરે ધાન્ય કસુંબા વગેરે રંગ તથા ચાંદીનો ભાવ તેજ થાય. રૂનો બજાર મંદ, આગરેજમાં વધ-ઘટ વધારે થાય અને અગ્નિ તથા વાયુનો ઉપદ્રવ થાય.

અષાડ વદી ૧૦ તા. ૩૧-૭-૧૦—એક મહિનામાં રૂ ૫૦ આગરેજનાં વધે વખતે વચમાં મંદી થાય પરંતુ છેવટે તેજી રહે. અનાજની તેજી થાય. સોનાના ભાવ કમી થાય. રૂ તથા પીડીટના સેરમાં મંદી થાય આ દિવસ ૧૮ માં થાય. ખેતીને હાની થાય, દુષ્કાળનો ભય જણાય. રૂ તથા અફીણના ભાવમાં વધ-ઘટ થાય.

અષાડ વદી ૧૨ તા. ૩-૮-૧૦—અફીણના બજાર તેજ. વર્ષાદ દિવસ ૧૫ સુધી ઓછો-વધતો થાય.

અષાઢ વદી ૧૪ તા. ૪-૮-૧૦—રૂના ભાવ મંદા, આવરેજમાં પણ દિવસ ૩ માં મંદી. પશુઓમાં પીડા તથા સુવર્ણ તેજ. બુધનો ઉદય થયો હોવાથી દુષ્કાળનો ભય. ખેતીને હાની, રૂના બજારમાં વધઘટ અને ચાંદીનો બજાર તેજ.

---

## શ્રાવણ માસનું ફળ.

શ્રાવણ સુદી ૧ તા. ૬-૮-૧૦—અનાજના ભાવમાં તેજી. આવરેજમાં રૂ. ૨૫ ની મંદી.

શ્રાવણ સુદી ૩ તા. ૮-૮-૧૦—ઘઉં, જવ, તલ, તેલ, સરસવ, ઘી, ખાંડ તીખા, હળદી, કપાસ વગેરેના ભાવ દિવસ ૨૦ માં મંદા થાય. દિવસ ૩ માં વર્ષાદ થાય.

શ્રાવણ સુદી ૬ તા. ૧૧-૮-૧૦—દિવસ ૨૫ માં વાયુનું જોર ચાલે અને થોડો, વરતો પવન ફુંકાય, મીઠાના શેરોના ભાવ તેજ થાય અને પહેલાં દિવસ ૨૦ સુધી રૂના ભાવ મંદા રહી પછી તેજ થાય. દિવસ પાંચમાં પવનનું ખુબ જોર જણાય અને અનાજના ભાવ મધ્યમ રહેશે.

શ્રાવણ સુદી ૭ તા ૧૨-૮-૧૦—એવો યોગ બન્યો છે કે ક્યાંક વર્ષાદ કમી અને ક્યાંક અતિ થાય. આજે વાદળ અથવા વર્ષાદ થાય તો વરસ ઘણું સારૂં કહેવાય. શનિનો વક્ર થાય છે તેથી કેટલેક સ્થળે અનાવૃષ્ટિ, કેટલેક સ્થળે અતિ વૃષ્ટિ થવાનો ભય છે. આવરેજ અને અફીણના ભાવમાં ૧૦૦ થી ૫૦ ની તેજી થાય. રૂના ભાવમાં થોડી તેજી થઈ પછી મંદી થાય.

શ્રાવણ સુદી ૧૦ તા. ૧૫-૮-૧૦—દિવસ ૨૦ માં વર્ષાદ જુજ થાય. માણુસોને પીડા થાય અને જોખ, તેલ, અળસીના ભાવો જ થાય.

શ્રાવણ સુદી ૧૧ તા. ૧૬-૮-૧૦—એક માસમાં સમુદ્રમાં વર્ષાદ ઘણો થાય ખેતીને મોટું નુકશાન થાય અનાજના ભાવ તેજ થઇ પછી મંદા થાય. ઘઉં, ચણા, બાજરી, વગેરે કઠોળના ભાવ તેજ થાય. દિવસ ૭ માં અફીણ બજારમાં મોટી ઉથલ પાથલ થાય. રૂના બજારમાં પણ તેજી થાય.

શ્રાવણ સુદી ૧૨ તા. ૧૭-૮-૧૦—એક અઠવાડીઆમાં રૂના બજાર તદ્દન મંદ થઇ જાય. અફીણના બજારમાં સહેજ વધ-ઘટ થાય.

શ્રાવણ સુદી ૧૫ તા. ૨૦-૮-૧૦—ચાંદીના બજારમાં ફેર-ફાર થાય.

શ્રાવણ વદી ૩ તા. ૨૩-૮-૧૦—રૂધિરોદ્ગારી સંવ-ત્સર બેસે છે તેથી આ વર્ષમાં રાજાઓમાં યુદ્ધ થાય અને પ્રજા-ઓમાં રોગોનું કષ્ટ જણાય. દુષ્કાળનો ભય અનાજના ભાવ તેજ થાય એવું ફળ આવતી સાલમાં જણાશે જે વખતે વિસ્તાર પૂર્વક લખીશું. આ વર્ષમાં દુષ્કાળ પડે એવો ભય છે પરંતુ બીજા કેટલાક શુભયોગોને લીધે તેનો ભય ઘણોજ ઓછો રહેશે,

શ્રાવણ વદી ૭ તા. ૨૭-૮-૧૦—વર્ષાદ ઓછો થાય. ખેતીવાડીને નુકશાન થાય. દુષ્કાળનો ભય, અનાજના ભાવ તેજ થાય, લોકોને કષ્ટ પડે આ ફળ ૧૮ મહિના સુધી રહેશે

અને રોગ જુર પુરૂં જોર પહેલા મહિનામાં જણાશે. હાથી ઘોડા ગાય, ભેંસ ઉંટ બકરા વગેરે પશુઓને કષ્ટ જણાય. દરેક પ્રકારના કરીયાણા તથા કેસર, કપુર, કંદ ફળ ફુલનો બજાર તેજ થાય. દુષ્કાળનો ભય; ચોર લોકોનો ત્રાસ. અફીણ તથા આવરેજના બજાર ઘણાજ તેજ થવાનો યોગ છે. રૂનો બજાર પણ તેજ થાય. એક એવો યોગ બન્યો છે કે તાંબાનો ભાવ હાલ વર્ષમાં ઘણોજ તેજ થશે. માટે તાંબાનો વેપાર કરનારાઓ અત્યારથી ચેતશે તો ફાવી [illegible] રાશી પર થની આવ્યો છે તેથી અનાજના બજારમ [illegible] તેજી થાય. દુષ્કાળનો ભય રહે અને વર્ષાદ ઓછો થાય

શ્રાવણ વદી ૮ તા. ૨૮-૮-૧૦—દિવસ ૩ માં આવરેજમાં મંદી જણાય પરંતુ પછી આવરેજમાં રૂ. ૫૦ તેજી થાય રૂના બજાર પણ તેજ થાય. જવ અને ઘઉંનો બજાર તેજ થાય. હળદર, જીરા, રાઈ, મેથી, તલ તેલ, સરસીયું અને કસ્તુરીના બજાર ૩ મહીના પછી તેજ થાય. ધાન્યની ઉત્પન્ન ક્યાંક ઓછી અને ક્યાંક વધતી થાય અને તલ તથા કપાસના બજાર પાછળથી વધવા સંભવ છે.

શ્રાવણ વદી ૧૨ તા. ૩૧-૮-૧૦—દિવસ ૧૫ માં કપાસ, સુતર, કપડા, ઘંઉ, સીકાના બજાર તેજ થાય. બાળકોમાં રોગ ફેલાય. હાલ માસમા આવરેજ મંદા થાય.

શ્રાવણ વદી ૦)) તા. ૩-૯-૧૦—રૂના બજારમાં રૂ. ૧૦) ની તેજી જણાય.

---

## ભાદ્રપદ માસનું ફળ.

ભાદ્રપદ સુદી ૧ તા. ૪–૯–૧૦—દિવસ ૨૫માં સોનાનો ભાવ તેજ થાય. પશુઓને પીડા થાય, લાલ વસ્તુઓનો ખપ થાય અનાજના બજાર તેજ થાય, વર્ષાદની તાણ જણાય પરંતુ દિવસ ૩ માં કોઈસ્થળે સારો વર્ષાદ થાય રૂના બજાર ૮ ૧૦ દિવસ સુધી મંદ રહે. કાર્તિક વદી ૧૨ સુધી એક એવો યોગ્ય બન્યો છે કે અનાજના બજાર તેજ રહેશે. માટે સંગ્રહ કરેલું અનાજ વેચી દેવાથી વેપારી સારો ફાયદો મેળવશે. ઘી, તેલ, મસુરના ભાવ તેજ થાય અને કોઈ પ્રકારનો ભય ઉત્પન્ન થાય.

ભાદ્રપદ સુદી ૨ તા ૫-૯-૧૦—એક માસમાં આવરેજના ભાવમાં રૂ ૫૦ સુધી ઘટ વધ થશે દિવસ ૨૪માં આવરેજ, ઘી, તેલ તેજ થાય, અનાજના ભાવમાં મંદી થાય. રૂના ભાવમાં વધ ઘટ થાય. દિવસ ૨૧ માં ઘોડાના વેપારીઓને લાભ મળશે. પશુઓને પીડા થશે.

ભાદ્રપદ સુદી ૩ તા. ૬–૯–૧૦—દિવસ ત્રણ પછી અરીણના બજાર મંદા થાય. રૂના બજારમાં ટકા ૧૦ ની ઘટ થાય વાદળ, વર્ષાદ થવા વકી છે.

ભાદ્રપદ સુદી ૫ તા. ૮–૯–૧૦—રોગનો ઉપદ્રવ ઓછો: ચાર મહિનામાં કપાસ, રૂ, સુતર અને કાપડના ભાવ તેજ થશે માટે પહેલેથી ખરીદ કરી લેનારને સારો લાભ થશે.

ભાદ્રપદ સુદી ૬ તા. ૧૦-૯-૧૦—રાજા પ્રજાને લાભ થાય, અનાજના બજાર મંદ રહે અને દિવસ ૭માં આવરેજ મંદી જણાય.

ભાદ્રપદ સુદી ૭ તા. ૧૧-૯-૧૦—માસ ૧।। માં સુગંધી વસ્તુઓ, ગોળ, લાલ વસ્તુઓ, કસુંબા તથા લાલ રંગના રેશમના ભાવમાં વધારો થશે અફીણના બજાર તેજ થશે. દિવસ પાંચમાં વર્ષાદનો ઉપદ્રવ થશે.

ભાદ્રપદ સુદી ૮ તા. ૧૨-૯-૧૦—સણ, સુતર, રેશમનો સંગ્રહ કરવાથી પાંચમા માસમાં સારો લાભ થશે.

ભાદ્રપદ સુદી ૯ તા. ૧૩-૯-૧૦—દિવસ ૧૫ માં રૂ ના બજારમાં કાંઈક તેજ થાય.

ભાદ્રપદ સુદી ૧૦ તા. ૧૪-૯-૧૦—દિવસ ૧૫ માં તલ, તેલ. ઘી ગોળ, ખાંડ, ઘઉં, જવ, ચણાની ચાકરી વધશે

ભાદ્રપદ સુદી ૧૨ તા. ૧૬-૯-૧૦—આશો સુદી ૧૪ સુધી પશુઓને સુખ, પાંખડીઓને પીડા, દક્ષિણમાં કષ્ટ, ઉત્તરમાં સુખ થાય અને તાંબા, ચાંદી, મોતી વીગેરેના ભાવ તેજ થાય. રૂનાં બજારો તેજ થાય. અને અનાજના બજારમાં મંદી જણાય.

ભાદ્રપદ સુદી ૧૫ તા. ૧૦-૯-૧૦—આજ રોજે વાદળ અથવા વર્ષાદ થાય તો અનાજના ભાવ મંદા રહે અને જો નિર્મળ વાદળા રહે તો અનાજના બજાર તેજ થતા જશે અને તેનું ફળ એક માસમાં મળી જાય છે માટે અનાજના વેપારીઓએ આ દિવસ બરાબર જોવો.

ભાદ્રપદ વદી ૧ તા. ૨૦-૯-૧૦—દિવસ ૧૫ માં રૂ તથા ચણા, મગ, મઠ, અડદમાં તેજી થાય. દિવસ ૨૦ માં રૂની ખેતીને નુકશાન થયાનું જણાશે પરંતુ તે અફવા ઠરશે નુકશાન થશે નહિ.

ભાદ્રપદ વદી ૯ તા. ૨૭-૯-૧૦—કપાસની ખેતીમાં વૃદ્ધિ, અનાજના ભાવ મંદા રહે. સુતર, કાપડનો ઉઠાવ મંદ રહે અને દિવસ પાંચમાં આશરે ૪ માં રૂ. ૨૫ ઘટે.

ભાદ્રપદ વદી ૧૧ તા. ૨૯-૯-૧૦—૨૪ દિવસમાં ખેતીને નુકશાન થાય અનાજના ભાવ જરા તેજ થાય, ચોખાના ભાવ તેજ થાય. રૂ, ખાંડ, ગોળના ભાવ મંદા રહે. રૂ તથા ચાંદીના ભાવમાં તેજી મંદી થશે એટલે પ્રથમ તેજી થાય તો પછી મંદી થશે અને મંદી થાય તો તુરત જ તેજી થશે એટલે ચાંદીની આપ લે કરનારા જરૂર લાભ મેળવશે.

ભાદ્રપદ વદી ૧૩ તા. ૧-૧૦-૧૦—ખેતી મોટે ભાગે સારી થાય; કસુંબા, મજીઠ ગોળ, તેલ, ઘી, સીંગોડા વગેરે ૩ માસમાં તેજ થશે પછી બજાર મંદા થશે. માગશર-પોષમાં અનાજના બજાર મંદા થશે એ વખતે અનાજ ખરીદ કરનારો પાંચ માસ પછી સારો નફો થશે. વર્ષની શરૂઆતમાં રૂના બજાર મંદ રહેશે પરંતુ પાછળથી એકદમ બજાર તેજ થઈ જશે. ચાંદાગ્રો પીડા થવા વકી છે.

ભાદ્રપદ વદી ०)) તા. ૩-૧૦-૧૦—આંખોના રોગની પીડા, બ્રાહ્મણોને પીડા, અનાજના બજાર મંદા, રૂના બજારમાં રહેજ ફેરફાર થાય. દિવસ ૩ પછી આવરેજના બજારમાં મંદી થાય રૂના બજારમાં ટકા ૧૦ તથા ચાંદીના બજારમાં ટકા ૨-૪ મંદા થાય.

---

## આશ્વિન માસનું ફળ.

આશ્વિન સુદી ૧ તા. ૪-૧૦-૧૦—આવરેજના બજારમાં રૂ. ૨૫) મંદી થાય.

આશ્વિન સુદી ૭ તા. ૧૦-૧૦-૧૦—વાદળ થાય, ચોમાસા [illegible] નુકશાન થાય મોતી વગેરેના ભાવ દિવસ ૧૫ મા તેજ થાય.

આશ્વિન સુદી ૧૦ તા. ૧૩-૧૦-૧૦—ગુજરાત, માળવામાં [illegible] થાય, મારવાડમા દુષ્કાળનો ભય, એક માસ પહેલાં થી [illegible] ભાવ તેજ [illegible] પછી એક માસ સુધી અનાજના બજાર [illegible] વેપારમાં લાભ થાય ચાંદી ભાવમાં [illegible] નહિના બાદ વર્ષાદ ઘણો થાય [illegible] દુકાનદારોને કષ્ટ પડે અને ઘાસ અને ફળની વૃદ્ધી થાય, ગાયો સુખી થાય અને દુધ, ઘી. વધારે આપે લોકો સુખી થાય, સારૂં થાય, અને તેથી ઉનાળુ પાકને સારો [illegible] મળે. રૂના બજારમાં એક માસ વધ ઘટ થશે. આવરેજ દિવસ ૩ મા મંદી થશે.

આશ્વિન સુદી ૧૨ તા. ૧૫-૧૦-૧૦—સોરઠ અને દ્રાવિડદેશમાં ઘાસનો નાશ થાય, પશુ તથા મનુષ્યોને પીડા થાય અને ઘઉં, ચોખા, ગોળ, અને ખાંડનો બજાર તેજ થાય.

આશ્વિન સુદી ૧૪ તા. ૧૭-૧૦-૧૦—એક માસમાં થોડું ઘણું અનાજ નાશ પામે પશુઓને કષ્ટ પડે રૂમાં વધારો થાય, ધાતુ, કપડા, રસના ભાવમાં વૃધી થાય.

આશ્વિન વદી ૫ તા. ૨૩-૧૦-૧૦ —દિવસ ૧૫માં પશુઓને કષ્ટ થાય, વેપારીઓને પીડા થાય અને અનાજના ભાવ કાંઇક તેજ થાય. દિવસ ૨૫માં અનાજની વૃદ્ધિ થાય. પ્રજામાં આનંદ ફેલાય. રૂના બજાર તેજ અને અફીણના બજાર મંદ થાય. આવરેજ ૩ દિવસમાં મંદા થશે અને રૂના બજારમાં ટકા ૧૦ તેજી થશે અને વર્ષમાં રૂ. ૫૦ની તેજી થશે.

આશ્વિન વદી ૯ તા. ૨૬-૧૦-૧૦—દોઢ માસમાં સુતર, રેશમ, સણ તથા ઉનના કપડાં, કસુંબા, મજીઠ તથા લાલ રંગ, અલસી, ગોળ, તાંબુ વગેરે વસ્તુઓના ભાવે તેજી થશે. વાદળ થાય અને બાવડાનો ઉપદ્રવ થાય, અનાજના ભાવો તેજ થાય અને અફીણના ભાવમાં વધ ઘટ થશે.

આશ્વિન વદી ૧૦ તા. ૨૭-૧૦-૧૦—દિવસ ૩માં અફીણના ભાવમાં મંદી થાય. રૂમાં રૂ. ૧૦ની વધ ઘટ થાય પ્રથમ તેજ થઇ પછી મંદ થાય અને પછી તેજી થાય આ-

પ્રમાણે આ માસમાં થાય. કોઈ સ્થળે બે માવઠાં થવાનો યોગ્ય છે.

આશ્વિન વદી ૧૨ તા. ૨૫-૧૦-૧૦—સોનું, કળદર વગેરે કરીયાણું તેજ થાય. ચાંદી મોતી, કપુર, કસ્તુરી, ચંદન હીંગ વીગેરે ના બજારમાં મંદી થાય આ ફળ બે માસમાં જણાશે. દિવસ ૧૫ માં રૂનો બજાર તેજ થશે.

આશ્વિન વદી ૦)), તા. ૧-૧૧-૧૦--અગ્નિનો ભય અનાજનો બજાર કાંઈક તેજ થાય. ચોપગા જનાવરોને પીડા થાય. નાળીયેર વગેરે ફળ તથા રૂના બજાર તેજ થાય.

## કાર્તિક માસનું ફળ.

કાર્તિક સુદી ૧ તા. ૨-૧૧-૧૦—સુદી ૧૫ પછી રૂના બજાર તેજ થશે. આવતા વર્ષમાં દુષ્કાળ જેવા ભય જણાય. પૂર્વ દેશમાં વાયુનું જોર જણાય, અગ્નિનો ઉપદ્રવ થાય. વર્ષાદ ઓછો થાય, ધાન્યને નુકશાન થાય. ત્રણ દિવસ પછી અફીણ તથા રૂના બજાર તેજ થાય, કેશર, સુપાડ અને ફલનો સંગ્રહ કરનારને લાભ થાય.

કાર્તિક સુદી ૧ તા. ૩-૧૧-૧૦—તીથી વધી છે તેથી દિવસ ત્રણમાં અફીણનો બજાર મંદો થાય, રૂનો બજાર તેજ થાય. આવરેજ તથા ચાંદીના બજારમાં એક માસમાં વધ, ઘટ થશે.

કાર્તિક સુદી ૩ તા. ૫-૧૧-૧૦—૨૦ દિવસમાં રૂના પાકને કાંઈક નુકશાન થાય.

કાર્તીક સુદી ૯ તા. ૧૧-૧૧-૧૦—અનાજના બજાર મંદ

રહે ચોર, તથા અગ્નિનો ઉપદ્રવ થાય, આવરેજમાં રૂ. ૫૦ની તેજી એક માસ સુધી રહેશે.

કાર્તિક સુદી ૧૧ તા. ૧૩-૧૧-૧૦—પશુઓનો નાશ થાય, ચારીણુના બજારમાં વધ-ઘટ થાય, રૂના બજારમાં મંદી જણાય, પરંતુ એક એવો યોગ બન્યો છે કે ૨૦ દિવસમાં રૂનો બજાર તેજ થાય. દરેક પ્રકારના અનાજના ભાવ તેજી રહે.

કાર્તિક સુદી ૧૩ તા. ૧૫-૧૧-૧૦—અનાજ તથા રસકસ-સંગ્રહ કરનારને ૩ માસમાં લાભ થાય. આ મહિનામાં રૂના બજાર તેજી રહે, લોકોને વિસ્ફોટક જેવા રોગો થાય. વૈસ્યા વગેરે ગાવાવાળાને પીડા થાય. શાન્તું થાય. રોગોના બળ રહે. અનાજના ભાવ તેજ રહે.

કાર્તિક સુદી ૧૪-૧૫ તા. ૧૬-૧૧-૧૦—[illegible] ક્ષય હોવાથી દિવસ ૩ માં ચકિણુનો બજાર મંદ થાય અને ૨૫ દિવસમાં ઘઉં, ચોખા, ઘી વીગેરેના બજાર તેજ થાય અને રૂના બજારમાં વધઘટ બહુજ રહેશે લોકોમાં રોગ [illegible] શાન્ત થશે. અનાજના ભાવ કાંઈક તેજ થશે. એક માસમાં કપાસ, રૂ, સુનર, કાપડના ભાવમાં તેજી થશે. ચરીણુના બજારમાં ઘણોજ ફેરફાર થાય. સુતાર, લુહાર એવા કારીગરોને નુકશાન થાય. તલ, તેલ, સોપારી, લાલ વસ્ત્ર, કસુંબો, સંગ્રહ કરનારને બે માસમાં લાભ થાય. કોઈ જગ્યાંમાં યુધ્ધ થવાનો ભય જણાય, રૂમાં ૫૦ ટકાની ઘટાડ એક વર્ષમાં થશે.

કાર્તીક વદી ૨ તા. ૧૮–૧૧–૧૦—કાશ્મીર દેશમાં ધનની હાની થાય. સોના, ચાંદી, તાંબુ, સોનું મોતી, માણેક વીગેરે રત્નો તથા સર્વ પ્રકારના કરિયાણાના બજારમાં મંદી થાય અને તે ૧૫ દિવસ સુધીમાં જ તેમ થાય.

કાર્તીક વદી ૩ તા. ૧૯–૧૧–૧૦—દિવસ ૧૫ માં મગ, મઠ, બાજરી, જવાર, મકઇ વગેરે વર્ષા ઋતુમાં ઉત્પન્ન થવાવાળા અનાજના ભાવમાં તેજી થાય. ઘઉંના બજાર મંદા રહે.

કાર્તીક વદી ૯ તા. ૨૫–૧૧–૧૦—રૂ, ઘી, તેલ, ચોખાના બજાર તેજ થાય, અગ્નિનો ઉપદ્રવ થાય. પશુઓને પીડા થાય. ઉંટોનો નાશ થાય, ઉનાળાની ખેતી કમી થાય અને રૂના બજારમાં દિવસ ૩ માં મંદી થાય.

કાર્તિક વદી ૧૪ તા. ૩૦–૧૧–૧૦—અઢી માસમાં હાથીયોનો નાશ થાય. રાજાઓમાં યુદ્ધ થાય અને લોકોને લાભ સારો થાય. દિવસ ૧૫ માં વાયુ જોરથી ચાલે અને તેથી ખેતીને નુકશાન થાય. એક માસ સુધીમાં સંગ્રહ કરેલું અનાજ વેચી ખાનાર વેપારી સારો નફો મેળવી શકશે.

---

## માગશર માસનું ફળ.

માગશર સુદી ૧ તા. ૨–૧૨–૧૦—ઘઉંના પાકને નુકશાન થાય તેથી ઘઉંનો ભાવ મોંઘો રહે. દિવસ ૧૫ માં સુતર, શણ, રેશમ, ઉનના ભાવ તેજ થશે.

માગશર સુદી ૨ તા. ૩-૧૨-૧૦—રૂના બજારમાં કાંઇક તેજી થશે અને આવરેજના બજારમાં રૂ. ૨૫-૫૦ ની મંદી થાય.

માગશર સુદી ૪ તા. ૫-૧૨-૧૦—દિવસ ૧૮ માં ચાંદી, ત્રાંબા વગેરે ધાતુ, માણેક, મોતી વગેરે રત્ન, નારગેલી સોપારી વગેરે ફળ, લવીંગ વગેરે કરીયાણાના બજારમાં તેજી થાય. વળી ચોથ બે હોવાથી દીવસ ૩ માં આવરેજ મંદી થાય.

માગશર સુદી ૬ તા. ૭-૧૨-૧૦—ઘઉં ખરીદનારને આગળ ઉપર લાભ થશે. આવરેજમાં દિવસ ૩ માં તેજી થશે.

માગશર સુદી ૯ તા. ૧૦-૧૨-૧૦—હેઠ માસમાં હથીયારોના વેપાર કરનારાને લાભ થશે. અફીણના બજાર તેજ થાય અને રૂના બજારમાં વધ ઘટ થાય દિવસ ૨૪ માં ખેતીનો નાશ થાય, અનાજના ભાવ તેજ થાય, નાણાં ભીડ સખ્ત રહે અને તેથી વ્યાજના દર ઘણાં વધી જાય.

માગશર સુદી ૪ તા. ૧૫-૧૨-૧૦—પક્ષીયોને પીડા થાય, ઘીના બજાર મંદા રહે, સર્વ લોક સુખી થાય. અનાજના બજાર મંદા રહે, ઘી, તેલ તથા કપાસના બજાર તેજ રહે.

માગશર વદી ૭ તા ૨૩-૧૨-૧૦—૩ માસમાં અનાજ, ઘી. ગોળના ભાવ તેજ થાય. દિવસ ૨૫ માં ગોળ, ખાંડ, ઘી, તેલ, મોતી, કરીયાણાના ભાવ મંદા રહે.

માગશર વદી ૧૧ તા. ૨૭-૧૨-૧૦—દિવસ ૨૩ માં

અનાજના ભાવ મંદા રહે, ગોળ વગેરે રસોનાં તથા આંવરેજનાં ભાવ તેજ રહે. રૂના બજારમાં ટકા ૧૦ ની ઘટ વધ થશે અને પ્રથમ તેજી થઈ ને મંદી થશે ત્યારે બજારમાંનાણાંની છુટ થશે.

માગશર વદી ૧૨ તા. ૨૮-૧૨-૧૦—દિવસ ૧૫ માં ફળ તથા પુષ્પોનાં ભાવ તેજ થશે.

માગશર વદી ૧૩ તા. ૨૯-૧૨-૧૦—રૂના બજારમાં ફેરફાર થઇ મંદી થશે અને અફીણના બજારમાં મંદી થશે.

માગશર વદી ૧૪ તા. ૩૦-૧૨-૧૦—દિવસ ૩ માં રૂ તથા આવરેજ મંદા. અનાજની વૃદ્ધિ થાય અને પશુઓને સુખ થશે.

માગશર વદી ૦)) તા. ૩૧-૧૨-૧૦—અનાજના બજાર તેજ થાવ પાછળથી મંદી થશે. રાઇ, જીરા, મેથી, અસાલીયા, તલ, તેલ, એરંડી, અલસીના તેલના ભાવ મંદા રહે, મોતિ વગેરે રત્ન તથા તાંબા, કાંસા વગેરે ધાતુના ભાવ તેજ થશે.

---

## પોષ માસનું ફળ.

પોષ સુદી ૧ તા. ૧-૧-૧૯૧૧—સોરઠ તથા કાઠીયાવાડમાં લોકોને કષ્ટ થાય. કલીંગ દેશમાં વર્ષા ઋતુમાં સાધારણ વર્ષાદ થાય, મારવાડમાં દુષ્કાળના ચીન્હ જણાય તેથી અનાજ ઘીના બજાર તેજ થાય. સોના, ચાંદી વગેરે ધાતુ. કપાસ, રૂ,

શુક્ર. કપડાંના બજાર તેજ થાય પશુઓને પીડા થાય. રોગનો ઉપદ્રવ થાય. ગાયોને પીડા થાય. કોઈ સ્થળે બેભાવડાં થાય અફીણના બજાર તેજ થાય, સંગ્રહ કરેલું ધાન્ય વેચનારને લાભ મળે. વાયુનું જોર વધે.

પોષ સુદી ૨ તા. ૨-૧-૧૧—આવરેજમાં વધ ઘટ થઈ રૂમાં ટકા ૫૦ ની તેજી થશે. અને પ્રથમ તેજી થઈ પાછળથી એકદમ મંદી થશે.

પોષ સુદી ૩ તા. ૩-૧-૧૧—દિવસ ૨૫ માં ખાંડ ગોળ વગેરે રસોનો નાશ થશે. ચોખા વગેરે અનાજના ભાવ તેજ થશે. આવરેજમાં તેજી થશે નહિ. દિવસ ૨૦ માં ચેડા [illegible] અને ફીક્કા રોગ થશે

પોષ સુદી ૧૦ તા. ૧૦-૧-૧૧—દિવસ ૧૫ માં ગોરંડીના પાકને નુકશાન થશે તથા [illegible]ના ભાવ વધે.

પોષ સુદી ૧૨ ૧૩ તા. ૧૨-૧-૧૧—તીથીનો ક્ષય હોવાથી દિવસ ૩ માં આવરેજ કાંઇક મંદો થશે.

પોષ સુદી ૧૪ તા ૧૩-૧-૧૧—સર્વ પ્રકારનાં ધાન્ય, કપડાં, રસની મંદી થાય, હાથી, ઘોડાનો નાશ થાય, દુનિયામાં સર્વત્ર લોકોને સુખ જણાય. તલ, તેલ, તથા ખારની વસ્તુઓ તેજ થાય. ચાંડાલ સુખી થાય, દુધ, ઘી નો નાશ થાય અને ભાવમાં તેજી જણાય. ગળીનો ભાવ તેજ થાય કાળા કપડા પહેરવાવાળા દેશોમાં કષ્ટ ફેલાય. અનાજના ભાવ તેજ થાય.

પોષ વદી ૧ તા. ૧૫-૧-૧૧—રોગનો ઉપદ્રવ થાય. વાયુના જોરથી બેટીને નુકશાન થાય. દિવસ ૩ માં આારેજ મંદા અને રૂના બજારમાં તેજી થાય. દિવસ ૪૫ માં ઘઉં, ચણા, જવ, મસુરની વૃદ્ધિ થાય, ભાવમાં મંદી થાય. રૂની ગાંસડી કમી થાય. બજારમાં નાણાની છુટ રહે.

પોષ વદી ૪ તા. ૧૮-૧-૧૧.—રૂ વગેરેના બજાર મધ્યમ પડી રહેશે એટલે સાધારણ બજાર વધ-ઘટ વગર પડી રહેશે.

પોષ વદી ૬ તા. ૨૦-૧-૧૧—ફાગણ સુદી ૧૦ સુધી ગાય, ભેંસ વગેરે પશુ. મોતી વગેરે રત્ન, ચાંદી વગેરે ધાતુ, કપાસ, રૂ, સુતર, કાપડ વગેરે સત્રના કપડાં તથા સત્રના પ્રકારનં. મેવા, ખાંડ, ગોળ વગેરે રસના ભાવ મંદા રહે, તમાકુ, ગળી, લાખ, સરસવ, રાઇ વગેરેનાં ભાવ તેજ રહેશે

પોષ વદી ૮ તા. ૨૨-૧-૧૧—ફાગણ સુદી ૪ સુધી પીપરામૂળ, સીંગોડા વગેરે કંદમુળ, ઘાસ, લાકડાં ઘી, કપાસ વગેરે પણ મોંઘા થાય અને એક એવો યોગ છે કે તેમાં સાધારણ વધ-ઘટ રહેશે. વર્ષા ઋતુમાં શરૂઆતમાં બે માસમાં વર્ષાદ થાય પરંતુ પાછળથી વર્ષાદ ન પડે. ધીનો ભાવ તેજ રહે અને રોગનો ઉપદ્રવ થાય. અનાજના ભાવ મંદા રહેશે તેથી અનાજ ખરીદનારને આગળ લાભ થાય. દુનીયામાં ચોમેર સુખ પ્રસરી રહે.

પોષ વદી ૯ તા. ૨૩-૧-૧૧—ગાવાનો ધંધો કરનારા પર કષ્ટ આવી પડે, મીલોના શેરના ભાવમાં વધ-ઘટ થાય અને રો-

મશરી નેરોના ભાવમાં કાંઇક વધારો થાય.

પોષ વદી ૧૦ તા. ૨૪-૧-૧૧—આવરૈજ માં રૂ. ૫૦ તેજી થશે.

પોષ વદી ૧૨ તા. ૨૭-૧-૧૧—મહા વદી ૭ સુધી અનાજ અને ઘીના ભાવ મંદા રહે. રૂના બજારમાં દિવસ ૧૫ માં કાંઇક મંદી થાય અને પછી તુરતજ તેજી થાય. રોગો કમી થાય અને મનુષ્યોને આનંદ થાય.

---

## માઘ માસનું ફળ

માઘ સુદી ૧ તા. ૩૧-૧-૧૧—ઘઉંના પાકને કીંચીત નુકશાન થાય. આવરૈજના બજારમાં કાંઇક મંદી થાય. ઘઉંના પાકને નુકશાન થાય. આવરૈજમાં રૂ. ૨૫ ની મંદી થાય. આજે વાદળ થાય અને વાયુ ફુંકાયતો તેલ તથા સુગંધી વસ્તુઓ ખરીદવાથી આગળ ઉપર સારો લાભ થાય એટલે ત્રણ માસમાં લાભ મળે. સુદી ૨ ના રોજ વાદળ આકાશમાં છવાઇ રહે અને વીજળી થાયતો અનાજનો સંગ્રહ કરવાથી આગળ ઉપર લાભ થાય. સુદી ૩ ના રોજ વાદળ થઇ આવી ગર્જના થાય તો ઘઉં તથા જવનો સંગ્રહ કરવાથી લાભ થાય. સુદી ૪ ના રોજ વાદળ થઇ આવે અને થોડા છાંટા પડે તો શ્રીફળ વગેરે ફળ તથા નાગર વેલના ભાવ તેજ થાય. સુદી ૫ ના રોજ સંપૂર્ણ આકાશ વાદળથી ઢંકાઇ રહે અને છાંટા પડે તો ભાદરવા માસમાં વર્ષાદ પડશે નહિ.

માઘ સુદી ૬-૭ તા. ૫-૨-૧૧—દિવસ ૩ માં આવરેજ તેજ થશે અને ધઉંના ભાવમાં કાંઇક મંદી જણાશે. દિવસ ૧૫ માં અનાજનો ધંધો કરનારાઓને કાંઇ હાની થશે. ૨૫ દિવસમાં ચાંદીના ભાવમાં કાંઇક વધ ઘટ થશે.

માઘ સુદી ૮ તા.-૬-૨ ૧૧—દિવસ ૨૦ માં વ્યાપારમાં વિશેષ ફેરફાર થશે નહિ.

માઘ સુદી ૧૨ તા. ૧૦-૨-૧૧—મહા વદી ૦)) સુધીમાં કાંઇક ર ાજે વર્ષાદિ માવઠ થશે અને ખેતીમાં વૃદ્ધિ થશે. ધઉં, ચોખા અાદ તલ, તેલ ઘીના ભાવ તેજ રહેશે.

માઘ સુદી ૧૪ તા. ૧૨-૨-૧૧—એક માસમાં ચોપગાને પીડા. દુષ્કાળનો ભય, બળદની કીંમતમાં વધારે વ્યાપારમાં ચીતા કાર. જો સોનો બજાર મંદ રહેછે.

માઘ સુદી ૧૫ તા. ૧૩-૨-૧૧—આગળ ઉપર રૂના બજાર તેજી થાય એવા યોગ જાણો,

માઘ વદી ૫ તા. ૧૮-૨-૧૧—એક મહિનામાં રૂમાં રૂ ૧૫ ની વધ-ઘટ થાય. આવરેજનો બજાર દિવસ ૩ માં મંદો થાય. આ માસમાં વ્યાપારીઓને બીલકુલ લાભ મળે નહિ. દિવસ ૧૫ માં અળસીનો ભાવ તેજ થાય.

માઘ વદી ૭ તા. ૨૦-૨-૧૧—ચૈત્ર સુદી ૨ સુધી અનાજના ભાવ મંદા રેહે ચાંદીમાં કાંઇક તેજી થાય અને રૂના બજારમાં કાંઇક મંદી જણાય,

માઘ વદી ૧૨ તા. ૨૫-૨-૧૧—અળસીની ખેતીમાં કાંઈક નુકશાન થાય.

માઘ વદી ૦)) તા. ૨૮-૨-૧૧—આવતું વર્ષ દુર્ભિક્ષ માલુમ પડે છે. દિવસ ૨૦ માં તલ, તેલ. ઘી ગોળના ભાવ તેજ રહે,

---

## ફાગણ માસનું ફળ.

ફાગણ સુદી ૧ તા. ૧-૩-૧૧—આવરેજમાં ચાલુ માસમાં રૂ. ૧૦૦ ની વધઘટ થાય અને ચાંદીમાં ૨-૩ ટકાની વધઘટ થાય.

ફાગણ સુદી ૨ તા. ૨-૩-૧૧—આવતા વર્ષમાં પહેલા ચાર માસ દુનિયાંમાં કષ્ટ ફેલાય. અનના ભાવ તેજ રહે પરંતુ ચાર માસ પછી ઉત્તર પૂર્વ અને દક્ષિણમાં દુષ્કાળનો ભય જણાય. વર્ષાદની તાણ રહે પરંતુ પાછળથી વર્ષાદ સારો થાય. વેપારીઓને સારો લાભ મળે

ફાગણ સુદી ૪ તા. ૪-૩-૧૧—દિવસ ૧૫ માં ઘઉં વગેરે અનાજની ગરાગી થાય જેથી કાંઈક ભાવ વધશે. એ ગાળામાં સુગંધી પદાર્થના અને તેલ વગેરે વસ્તુમાં મગ, મઠ વગેરે કઠોળમાં મંદી થાય. શ્રીફળ, સોપારી વગેરે ફળ, લવીંગ કરીઆણા તથા ગોળ, ખાંડ વગેરે રસ અને મોતી વગેરે રત્ન તથા ચાંદી વગેરે ધાતુઓના ભાવ તેજ થશે. દોઢ માસમાં ઘી, તેલ

વગેરેના ભાવ તેજ થાય અનાજના ભાવ મંદા રહે. અફીણમાં રૂ ૧૦૦ ની તેજી રૂમાં રૂ ૧૦ની તેજી ઉનમાં રૂ. ૫ની તેજી અને તમાકુમાં રૂ ૨-૪ ની તેજી થવાનો સંભવ છે.

ફાગણ સુદી ૧૦ તા. ૧૦-૩-૧૧-એક મહિનામાં રેશમ કપાસ રૂ, સુતર કેસર, કસુંબાના ભાવ કાંઇક મંદા થશે.

ફાગણ સુદી ૧૧-૧૨ તા. ૧૧-૩-૧૧—દિવસ પાંચમાં આવરેજમાં મંદી થાય અને રૂના બજાર પણ કીંચીત નરમ થાય.

ફાગણ સુદી ૧૪ તા. ૧૩-૩-૧૧—હાથીદાંતના ભાવ તેજ થાય, ચાંદીના બજારમાં મંદી થાય. આવરેજના બજારમાં રૂ. ૫૦ ની તેજી થાય. એક માસમાં રાજા-પ્રજા સુખી થાય. અનાજના બજારમાં કાંઇક મંદા રહે. વેપારીઓમાં અંદર અંદર ઝઘડા થાય સુદ્રોમાં આનંદ મંગળ વર્તે અનાજના ભાવ કાંઇક તેજ થાય. વર્ષાદ ઓછો થાય એવા સંજોગો છે.

ફાગણ સુદી ૧૫ તા. ૧૪-૩-૧૧—આવતા વર્ષમાં અગ્નિ, વાયુનો ઉપદ્રવ જણાય તથા દુષ્કાળ જણાય. વ્યપારી વસ્તુઓમા વધ-ઘટ જણાય.

ફાગણ વદી ૧ તા. ૧૫ ૩-૧૧—આવરેજ અને ચાંદીમાં વધ ઘટ થાય.

ફાગણ વદી ૨ તા. ૧૬-૩-૧૧—દરેક પ્રકારના અનાજના ભાવ તેજ થાય. રૂના બજારમાં કાંઇક તેજ થાય અને ચાંદીનો બજાર પણ ઉપટના ભાગમાં રહેજ તેજ જણાય.

ફાગણ વદી ૪ તા. ૧૮-૩-૧૧—દિવસ ૨૦ માં રૂ તથા અરીગુના બજારમાં કંઇક તેજી થાય.

ફાગણ વદી ૪ બીજી તા. ૧૯-૩-૧૧—દિવસ ૩ માં આવરેજનો બજાર મંદ થાય.

ફાગણ વદી ૭ તા. ૨૨-૩-૧૧—અગ્નિ તથા ચોર લોકોનો ભય થાય, અન તથા ઘી વગેરે રસનો બજાર તેજ થાય. દિવસ ૩ પછી આવરેજમાં મંદી થાય.

ફાગણ વદી ૦)) તા. ૩૦-૩-૧૧—દિવસ ૧૫ માં ચાંદીના બજારમાં વધ-ઘટ થશે. આવતું વર્ષ પાછળથી સારું નીવડતા વકી છે.

# સંપૂર્ણ.


## આ તરફ નજર કરશો માં ?

કંકોત્રીઓ, નોટપેપર, પોષ્ટ કાર્ડ, કવર, બીલબુકો, નોટબુકો, આંકડા બુકો, જાહેર ખબરો વગેરે પરચુરણ કામ છપાવવું હોય અગર બુક કામ કરાવવું હોય તો તે **રાજસ્થાન છાપખાનામા** સુંદર ટાઇપમાં, ગુજરાતી અંગ્રેજી અને સંસ્કૃત ભાષામાં છપાય છે. ભાવો ઘણા સસ્તા છે અને કામ મુદતસર કરી આપવામાં આવે છે. એક વખત કામ કરાવી જુઓ:—

લખો.

મેનેજર-'રાજસ્થાન'

અમદાવાદ.

# સંવત ૧૯૬૭ ના વર્ષના ભવિષ્ય ફળનો સારાંશ.

શાલીવાહન શાકે ૧૮૩૧ ના ફાગણ વદી ૦)) શનિવારના રોજ સુર્યોદયાત્ ઘડી પર પળ ૫ વખતે વર્ષ પ્રવેશ થાય છે.

આ વર્ષમાં સં. ૧૯૫૬ ના જેવાં કેટલાંક યોગ બન્યા છે અને તે સઘળાં સં. ૧૯૫૬ ના જેવાં જ છે. એટલે સાત ગ્રહો એકત્ર થવા પામ્યા છે. સં. ૧૯૫૬ ની સાલમાં અનાવૃષ્ટિ, મહામારી, મોટો દુષ્કાળ પડયો હતો અને બીજા દેશોમાં યુદ્ધ વગેરે બનાવો બનવા પામ્યા હતા. જ્યારે સં. ૧૯૫૬ ની વાત યાદ આવે છે ત્યારે આંખોમાંથી ચોધાર આંસુઓ ચાલ્યાં જાય છે. અમોને લખતાં હૃદય કંપે છે તોપણ અમોને જે કાંઇ સાધનો દ્વારાએ જોવાનું બની આવ્યું છે તે તમો સમક્ષ અગાઉથી મુકીએ છીએ કે લોકો ચેતતા રહે તો તેઓને કાંઇક ફાયદો થાય જેમકે મધ્ય દરિઆમાં પવનમાં સુસવાટા કરતું વહાણ ચાલી જતું હોય તેને દીવાદાંડીની ભયની નીશાનીથી ખબર ન આપવામાં આવે તો તે જરૂર ખરાબે અથડાઈ પડવાનું તેથી જ અગાઉથી ચેતવણી આ-

ખવા મધ્ય દરીએ દીવાદાંડીઓ રાખી છે તેમ મનુષ્ય માત્ર ખરાબ વર્ષના પંજામાં સપડાઇ ન જવા પામે તે માટે આ ભવિષ્ય એક આગાહી સીગનલ જેવું છે, થવું ન થવું એ પરમાત્માની મરજી આધિન છે તોપણ અમારા મિત્રો જ્યારે આ વાંચશે ત્યારે તેઓ જરૂર ચેતતા રહેશે એમ અમારૂં માનવું છે અને તેથી તેનું અત્રે વિસ્તાર પુર્વક વિવેચન કરીએ છીએ અમારા જોવામાં સં. ૧૯૫૬ માં જેવા બનાવો બનવા પામ્યા હતા તેવો ભય આ વર્ષમાં જોવામાં આવતો નથી કારણકે સં ૧૯૫૬ માં શ-રા નો એકત્ર યોગ વૃશ્ચિક રાશી પર થયો હતો અને સાથે સુ. મં. બુ શુ. શું એ પાંચ ગ્રહો પણ હતા પરન્તુ આ વર્ષમાં મેશ રાશી પર [illegible] શનિ અને રાહુ એકત્ર થયા છે પરંતુ તેની સાથે બીજા કોઇપણ ગ્રહો નથી. સપ્ત ગ્રહનો યોગ પહેલા વૃશ્ચિક રાશી પર બન્યો હતો અને શનિ તથા રાહુ એ બે ક્રુર ગ્રહ સાથે હતા અને તે ૯ દિવસ સુધી તે યોગ બન્યો હતો પરન્તુ આ વર્ષમાં તુલારાશી પર એ યોગ બન્યો છે પરંતુ શ. રા. એ જુદા જુદા રહ્યા છે અને તેઓને બદલે અને ચંદ્ર છે અને તે ફક્ત રા દિવસ જ રહેવા [illegible] છે. સં. ૧૯૫૬ માં બે ગ્રહણ હતાં જ્યારે ચાલુ સાલમાં એકજ ગ્રહણ છે. આ વર્ષમાં રાજા સુર્ય, મંત્રી બુધ,

આમ ધાન્યેશ શનિ, મેઘેશ મંગળ, રસેશ ચંદ્રમાં પશ્ચાત ધાન્યેશ ગુરૂ એ પ્રમાણે અધિકારીઓ નીમાયા છે, આ વર્ષમાં મકર લગ્ન જળચર રાશી છે. આ વર્ષમાં દક્ષિણ પશ્ચિમ, નૈઋત્ય અથવા વાવ્ય દેશમાં ઘણો ખરાબ સમય જાય. બીજા દેશોમાં સારૂ રહેશે. ભાદ્રવા માસમાં ચાર ગ્રહો એકઠા થાય છે અને કાર્તિક માસમાં સાત ગ્રહો એકઠા થાય છે તેનું ફળ શાસ્ત્રપરથી દુષ્કાળ, મહામારી વગેરે કલેશથી દુનિયામાં પીડા થાય એમ લાગે છે. પરન્તુ મંત્રી બુધ, ધાન્યેશ ગુરૂ, રસેસ ચંદ્ર વગેરે કેટલાંક શુભ કારણોને લીધે સવંત ૧૯૫૬ ની સાલ માફક ચાલુ વર્ષમાં બનાવો બનશે નહિ. તો પણ ઉલ્કાપાત, ધરતીકંપ વગેરે તોફાનો થશે. ભરતખંડના મધ્ય દેશમાં જેવાં કે દીલ્હી, આગ્રા, મથુરાં હિમાલય, બેંગાળા વગેરે દેશોમાં રોગ, અસ્વસ્થતા, પ્રજાનો નાશ વગેરે બનાવો બનવા સંભવ છે. ધરતીકંપ તથા અગ્નિથી ઘણા લોકોને હરકત ( નુકશાન ) થશે. પ્લેગના રોગથી ઘણાં લોકો મૃત્યુ પામશે. ઘણાં વાદળાં થશે અને મકાનોને નુકશાન થશે. રોગના ઉપદ્રવને લીધે વેપારી લોકોમાં ગભરાટ ફેલાશે, તેલ, ખાંડ, સાકર, મરચાંના બજારમાં તેજી રહેશે. સોના ત્રાંબા પીતળના ભાવમાં વધ ઘટ થશે. રૂના વેપાર કરનાર ને સારા પૈસા મળશે ત્યારે

કેટલાંક વેપારીઓ દેવાળાં પણ કાઢશે. ઘઉં બાજરીના ભાવ મધ્યમ રહેશે. રાજા પ્રજાના મનમાં શંશય રેહેશે પરન્તુ સત્તા આગળ પ્રજાનું કાંઈ ચાલશે નહિ. સાત ગ્રહો એક રાશીમાં આવ્યા છે તેથી ગોળ યોગ્ય બન્યો છે પરન્તુ તેઓ એક નક્ષત્રમાં નહિ હોવાથી ભયંકર પરિણામ ઉપજવા સંભવ નથી તો પણ વખત ઘણો ભયંકર છે અને રોગની ઉત્પત્તિ વધારે હોવાનું જણાય છે. વર્ષનો છઠો મહિનો ઘણોજ ભયંકર લોકોને લાગશે અને અતિ વૃષ્ટિ થઇ લોકોને પીડા કરતા થાય એમ વકી રખાય છે. અફીણમાં ઘટ વધ થશે વર્ષમાં પ્રબળ તેજી થાય એવો યો જણાય છે. રૂના બજારમાં વર્ષ બેસતાં જરૂર મદી થશે અને પછી ભાદ્રવા માસથી ૧૨ માસ સુધીમાં રૂ. ૫૦ ની તેજી થશે પરન્તુ શરૂઆત મંદી થઇ પછી તેજી થશે અને વચ્ચે વધ ઘટ પણ થશે. વ્યાપારીઓને સારો લાભ મળે એમ વકી છે. કાપડ સુતરની મીલોના શેરના ભાવમાં ઘણુજ વધ ઘટ થશે અને રાજા પ્રજા વચ્ચે પ્રેમ ભાવ વધશે, આ પ્રમાણે જયોતિષ દર્પણ પરથી જોઇ શકાય છે તે સિવાય પરમાત્માની મરજી હશે તેમ થશે.

---

# ધી સ્વદેશી ઔષધોના સ્ટોરમાં મળતી ઉત્તમ દવાઓ.

## વિર્ય સ્તંભન.

હાલના જમાનામાં યુવાન પુરૂષો રતી સુખમાં મસ્ત રહેવા રાત્રી દીવસ તેવી ચીજોની ખુણે ખાચરે શોધ ચલાવે છે. પરંતુ તેવી ચીજો નહીં મળવાથી નીરાશ થઇ સ્વપ્નમાં પણ તેવી ચીજોનું અવલંબન કરે છે માટે ખાસ શોખીન જન સમુદાયનો માટે બહાર આપવામાં આવી છે. રતી સુખની સંપુર્ણતા પ્રાપ્ત કરાવવા માટે આવી બીજી ચીજો મેળવવી મુશ્કીલ છે. કીં. શીશી ૧ નો રૂા. ૧-૦-૦

## આરોગ્ય તરંગ.

આરોગ્ય તરંગ—એકવીશ વરસના અનુભવમાં હજારો દરદીઓ એ વાપરી તેની શીઘ્રતાની ખાત્રી કરી ચુકયા છે.

આરોગ્ય તરંગ—વાજીકરણ પ્રયોગમાં પહેલો નંબર ધરાવે છે.

આરોગ્ય તરંગ—નીરાશ પુરૂષોને દુનીઆમાં એક અમૃત છે.

આરોગ્ય તરંગ—કુટેવથી પ્રાપ્ત થયેલા નપુંશકત્વને પુનઃ પુરૂષત્વ બક્ષે છે.

આરોગ્ય તરંગ—યુવાન પુરૂષોને અદ્ભુત શક્તિથી મસ્ત બનાવે છે.

આરોગ્ય તરંગ—વૃધાવસ્થામાં તરૂણ સ્થીતિ પ્રાપ્ત કરવાનું અમોઘ સાધન છે.

આરોગ્ય તરંગ—સંતત્વની સ્થીતિએ પહોંચેલાને આપઘાત કરતા બચાવે છે.

આરોગ્ય તરંગ—અપાર વિર્યથી રતી રમણના તરંગને તુરત ઉત્પન્ન કરે છે.

આરોગ્ય તરંગ—ધાતુ પ્રકોપના દરદો દૂર કરી સ્વચ્છ રૂધીરથી દીર્ઘાયુષ કરતાર બણી છે. કીંમત રૂા. ૨-૦-૦

## અમૃતાજીવન.

અમૃતા જીવન—કુદરત સારવાળી જ્ઞાનતંતુઓ સતેજ કરવાનું અમોઘ સાધન છે.

અમૃતા જીવન—વાત પિત કફ ત્રણે દોષો સરખા રાખી જઠરા પ્રદિપ્ત કરવાનો ઉત્તમ ગુણ ધરાવે છે.

અમૃતા જીવન—ક્ષય, ખાંશી, શ્વાસ, હૃદયરોગ, રક્તપિત્તાદિ મહાન રોગોને આરામ આપી સ્વચ્છ રૂધીરથી શક્તિ આપવામાં સર્વોપરી શ્રેષ્ઠ છે.

અમૃતા જીવન—રૂધીરના રજકણો વૃદ્ધિને પામી મગજના અનેક રોગો દૂર કરી બુધ્ધિ નિર્મળ કરી મગજ તર કરનાર વિદ્વાનોનું પ્રસંશનીય છે.

અમૃતા જીવન—ચાંદી પ્રમેહથી થયેલા રૂધીર બીગાડના દરદો ઉપર સર્વોત્તમ છે.

અમૃતા જીવન—ઘસાતા શરીરને અટકાવી અપાર વીર્યથી બાંધો દ્રઢ કરી ચહેરો ખીલાવે છે.

અમૃતા જીવન—આયુષ્યની વૃધ્ધિ કરવામાં પહેલો દરજ્જો ધરાવે છે.

અમૃતા જીવન —નબળા પુરૂષો સ્ત્રીઓ તથા બાળકોને સ્વાભાવિક શક્તિ આપનાર અમોઘ ઔષધ છે.
અમૃતા જીવન—કે જેને હજારો માણસો એકી અવાજે વખાણવાની સાથે હમેશ વાપરે છે તેજ તેના ઉત્તમ ગુણની સાબીતી છે. કીંમત રૂ. ૨

## બાલામૃતરસ.

બાલામૃતરસ—જીવન શક્તિવાળી વનૌષધીથી બનાવામાં આવેલ છે
બાલામૃતરસ—બચ્ચાંને શરદીથી ભરાઇ આવતું નાના મોટી ઉધરસને તાકીદે આરામ આપે છે.
બાલામૃતરસ—બચ્ચાની નબળાઇ લોહીનું ઉડી જવું ચહેરાનું ફીક્કાપણું દુરકરી સ્વચ્છ રૂધીરથી ચહેરો ગુલાબી બનાવે છે
બાલામૃતરસ—બચ્ચાંને લીવરનું દર્દ, સોજો, કમળો, અલ્પ પાચન શક્તિને સુધારી નીરોગી બનાવવામાં પહેલો દરજ્જો ધરાવે છે.
બાલામૃતરસ—મોતની અણીપર આવેલાં બચ્ચાંને પણ આરામ આપે છે. એવો બીનહરીફાઇ ભરેલો ઇલાજ છે. શીશી એકના રૂા. ૦—૮—૦

વીશેષ મહીતી માટે સુચીપત્ર મગાવેથી મફત મોકલવામાં આવશે.

હરેક નાના તથા મોટા શહેરોમાં હમારી દવાઓ વેચવા પ્રતીષ્ઠીત એજન્ટો જોઇએ છે. નીચેના ઠેકાણે પત્રવ્યવહાર કરો.

માલીક—રસ વૈદ્યરંગનાથ હરીભાઇ
હેડ ઓફીસ વણુદરવાજા—અમદાવાદ.
બ્રાંચ ઓફીસ કાલબાદેવી રોડ—મુંબઇ.

# કુટુમ્બનો હમ્મેશનો મિત્ર !

## તેને કદાપિ ભૂલતા નહિ !

### તે કયો મિત્ર ?

# વૈદ્યકુસુમાકર.

૧૨૫ પૃષ્ઠનું આ એક વૈદકનું પુસ્તક છે. તેમાં અત્તરી દવા આપી નથી, પરંતુ ઘરગથ્થુ અને સહેલા વૈદક ઉપચારોને તેમાં દર્શાવ્યા છે. તે કારણથી જ તે

હરેક કુટુમ્બનો દરેક મિનિટ અને દરેક સેકંડનો

મિત્ર છે ! તેને ભુલી જવા ના !

તેમાં જુદાં જુદાં દર્દોને માટે લગભગ ૪૦૦ ઉપચારો આ-પ્યા છે. તેનાં વખાણ કરવા કરતાં જાતે ખરીદ કરીને પુસ્તક જોવું તેથી વધારે વાજબી છે, કુટુમ્બના મિત્રને કોણ ભુલી જશે ! મિત્ર ઘણો સસ્તો છે !

**માત્ર ચાર આના.**

પોસ્ટેજ જુદું. સાડા ચાર આનાની ટીકીટો બીડી મંગાવી લો.

**"ગુજરસ્થાન" પત્રની ઓફીસ. અમદાવાદ.**

ગુજરાતી ભાષામાં નહિ બહાર પડેલી અને
નહિ વાંચવામાં આવેલી એક
ડીટેકટીવ નવલકથા

# ચંદ્રિકા

હાલમાંજ છપાઇ બહાર પડી છે.

આ પુસ્તક એટલું બધું તો રસીક છે કે તેનું એક પ્રકરણ વાંચ્યું કે પુરૂં કયારે થાય એ જીજ્ઞાસાથી સુખ્યાને તરસ્યા તેને વાંચવાનાંજ.

રાયલ ૧૬ પેજી ૧૨૮ પાનાં છે.

કીંમત રૂ. ૦-૮-૦ પોસ્ટેજ જુદું

રાજસ્થાનના ગ્રાહકોને રૂ. ૦-૬-૦

પોસ્ટેજ જુદું.

રાજસ્થાન ઓફીસ. અમદાવાદ.

## થોડીજ નકલો બાકી છે.

# બુલબુલનું બચ્ચુ

## કે

# સુધરેલી સંગીતા. ?

એક મનોવેધક સાંસારિક વાર્તા છે. હિંદુ સંસારના બનાવાઓનું આબેહુબ વર્ણન તેમાં આપેલું છે. આ નોવેલ દરેક હિંદુઓના ઘરમાં વંચાવુંજ જોઇએ એમ વિદ્વાનોનો અભિપ્રાય છે. પુસ્તક ૩૭૦ પૃષ્ઠનું રોયલ ૧૬ પેજી સાઇઝનું છે.

## કીમત રૂ. ૧-૪-૦ પોષ્ટેજ જુદુ.

રાજસ્થાનના ગ્રાહકને રૂ. ૦—૧૧—૦ માં મળશે.

લખો—

## રાજસ્થાન પત્રની ઓફીસ.

અમદાવાદ.

**જરા-નીરાશામાં આશાનું એક જ કારણ :**

**ફાયદો ન થાય તો પઇસા પાછા.**

# કામ સંજીવન.

અદ્ભુત શક્તિ, બુધ્ધ અને સૌંદર્યતાની સંપૂર્ણ વૃદ્ધિ કરનાર આ દવા થોડાજ વખતમાં ભારે વખાણ સાથે સર્વત્ર પ્રચલીત થઇ ગઇ છે. ગયેલી જુવાની પાછી મેળવવા માટે આ દવા જાણીતી છે. વીર્યનો ઝરો છે.........અશક્ત અને પુરૂષો માટે ઘણીજ ઉમદા છે કી. રૂ. ૧

# ષંઢત્વ વિનાશક તેલ.

ગુપ્ત ભાગની નસોની નમળાઇનો જો કોઇ પણ ઉપાય હોય તો અમારૂં ષંઢત્વ વિનાશક તેલજ છે. ગમે તે કારણથી ઉત્પન્ન થયેલી નસોની નબળાઇ માત્ર ત્રણજ દિવસનાં દુર કરે છે. એકવીસ દીવસના પુરા સેવનથી જીંદગીભર નચીંત થવાય છે. કીંમત માત્ર રૂ. ૫ ) નકલી માલથી ઠગાવા ના. ફક્ત અમારેજ ખરીદ કરો.

# શેઠનાની જુલાબી ચાહ.

આ ચાહની ભુકી પાણીમાં નાંખી, ઉકાળી અંદર દુધ સાકર નાંખી, પીવાથી ચાહનો સ્વાદ આપે છે ગમે તેવા સખત કોઠાવાળાને પણ જુલાબ લાગ્યા વિના રહેતો નથી. મળ નહીં થાય તો કોઇ પણ રોગ નહીજ થાય તે ખુલ્લી વાતહોય વળી આ ચાહમાં આવતાં સત્વોમાં ઝેરી જંતુને મારી નાંખવાનો ગુણ હોવાથી પ્લેગ, કોલેરા જેવા ભયંકર વખતમાં પણ માણસનો બચાવ થાય છે. કીં ૧ શીશીનો રૂ. ૦ાા ત્રણનો રૂ. ૧

**જે. એન. શેઠના. કાલબાદેવીરોડ—મુંબાઇ નં. ૨.**

## ૨૮૦૦ વર્ષનું નિપુણ પંચાંગ.

ઇ. સ. ૧૮૦૦થી ૪૫૦૦ સુધીનાં વરસ માસ, તારીખ વાર સહેલાઇથી જાણી શકાય તે જોવાનું ગજવામાં રહે તેવું આ ઉપયોગી પંચાંગ છે. કિંમત માત્ર દોઢ આનો પોસ્ટેજ અર્ધો આનો.

મળવાનું ઠેકાણું:

રાજસ્થાન પત્રની ઓફીસ.

અમદાવાદ.

---

## જાહેર ખબર.

અમદાવાદ રતનપોળના નાકે નં. ૩૮૮૫ માં ચાંદીના દાગીના સૌથી કીફાયત ભાવથી ઉત્તમ પ્રકારની બનાવટના મળશે. અમારા દાગીના બદલાવવામાં આવે ત્યારે ચાંદીના ભાવથી પાછા લેવામાં આવશે. દેશાવર ખાતે વી. પી. થી સેમ્પલ પ્રમાણે મોકલવામાં આવશે. સોના ના દાગીના ઓર્ડર મેળવી મનપસંદ બનાવી આપીશું.

શીવલાલ દયારામ પંચાલ.

ઠે. રતનપોળના નાકે—અમદાવાદ

સ્વતંત્ર કલમથી લખાતું, ગુર્જર પ્રજામાં
વખણાતું સસ્તામાં સસ્તું ચાર વર્ષથી
પ્રકટ થતું સાપ્તાહિક.

વર્તમાન પત્ર

# રાજસ્થાન.

"રાજસ્થાન" પત્ર ૨૦ પૃષ્ઠના કદમાં બહાર પડે છે. તેમાંના લેખો સ્વતંત્ર કલમથી લખાય છે. લવાજમ ફક્ત રૂા. ૨-૮-૦ (પોસ્ટેજ સહિત) દેશાંતરના ગ્રાહકો પાસેથી રૂા ૩-૩-૦ નમુનો મફત.

દર વર્ષે એક નવલકથા ભેટ !

ચાલુ વર્ષની ભેટ તરીકે.

## કામરૂ દેશની કામિની

એ નામની નવલકથા આપવામાં આવે છે.

મેનેજર "રાજસ્થાન"—અમદાવાદ.

# 'વૈદ ગિરિધર'

આ નામનું પુસ્તક વૈદકના ઘણા જ વિષયથી ભરપુર છે. સાધારણ ભણેલા માણસ જાતે વૈદું "વૈદગિરિધર" નામનું પુસ્તક વાંચી કરી શકશે તેમજ આ પુસ્તકમાં દવાઓ બનાવવાની અગવડ દુર રાખેલી છે.

કિંમત રૂ. ૦-૪-૦ પોસ્ટ ખર્ચ ૦-૦-૬

# 'ધાતુ વીકાર'

આ નામનું પુસ્તક ફક્ત એક પોસ્ટ કાર્ડ લખવાથી મફત કિંમત કે ટપાલ ખર્ચ લીધા શીવાય મોકલવામાં આવશે.

મળવાનું ઠેકાણું.

વૈદ શા. ગિરધરલાલ કહાનજી

મુ. ધોળકા—જી—અમદાવાદ.

વગર ઈજાએ વાળ કાઢવા માટે

# બાદશાહી સાબુ.

ચામડી બળતી નથી, કાળી પડતી નથી, આ સાબુમાં ચુના હડતાલ જેવી નુકશાન કર્તા ચીજ બીલકુલ નથી. ત્રણ સાબુનો રૂ. ૧). એક ડજન સાબુની કીંમત રૂા. ૩ાા. પોસ્ટેજ જુદું. બહાર ગામ એજન્ટો જોઈએ છીએ.

મળવાનું ઠેકાણું:

છોટાલાલ છગનલાલ મહાજન.

કાલબાદેવી રોડ.—મુંબાઈ.

કવાર્ટર પ્લેટ ) કાર્ડ સાઇઝ ૪। × ૩।

કીંમત માત્ર રૂ. ૩.

ફોટોગ્રાફ પાડવાના

# છુપા કેમેરા.

ગમે તે માણસની તસ્બીર - ગમે તે શખ્સ તે ધણીને ખબર પડવા દીધા વિના પણ આ કેમેરામાં ફોટો ઉતારી શકે છે.

દોડતી ગાડી, ઉડતું પક્ષી, વીગેરેના સહેલાઇથી ફોટો લઇ શકાય છે. એમાં શીખવાની કડાકુટ નથી.

હમે ખરીદનારને તેની સંપુર્ણ રીત ઘેર બેઠે શકીએ છીયે. ઘણા લોકો આ કેમેરા ૧૦ થી ૧૫ સુધી વેચે પણ તેની ખરી કીંમત માત્ર રૂ. ૩

છોટાલાલ

# ચસ્મા પેબલના ચસ્મા.



ખાસ વિલાયતથી મંગાવેલા ખરા પેબલના ચસ્મા અમારે ત્યાંથી ઘણુંજ ઓછા ભાવથી મળે છે. વિલાયતમાં પાસ થયેલા આંખના ડાકટર બળવંતરાય નરસિંહલાલ કાનુંગા એલ. આર. સી. પી. ને અમારે ત્યાંથી દાકતરી ચસ્માની પેટીમાંથી આંખ તપાસી ચસ્માનો નંબર મુફત કાઢવા માટે રોકવામાં આવ્યા છે. ચસ્માની ફ્રેમો દરેક જાતની મળે છે. તથા ચસ્માનું રીપેર કામ છે. અમારે ત્યાંથી લીધેલા પેબલના ચસ્મા એક વરસ સુધી સિવાય નંબર બદલી આપવામાં આવછે.

ના સાધુ સાધ્વીઓને માટે નફો લીધા વીના વે છે.

ચંદ મહેતા ચસ્માવાળા.

૧ ૪—અમદાવાદ

લીફ એજન્ટ.

# હિન્દનો ઉદય.

કંતાનના સ્વદેશી પેમ્પ શુઝ, હેમ્પ શુઝ, સ્લીપર, સપાટ, બુટ, હોલબુટ સફેદ તથા બ્રાઉન વિદેશી માલને ટકર મારે તેવા ખાસ અનુભવી કારીગરોના હાથથી બનાવવામાં આવે છે. અને તે એટલા બધા ટકાઉ અને દેખાવડા છે કે આંખને તુરતજ પસંદ પડે છે ત્યારે કીંમતમાં ઘણાજ સસ્તા છે. અમારી બનાવટના શુઝે ગુજરાતના નામીચા શહેરોમાં નામના મેળવી છે. તેથી હમેશા મોટા જથ્થામાં ઓર્ડરો મળતા રહે છે. તેજ તેની પ્રીયતાની સાબીતી છે. છુટક વેચવાને માટે અમોએ બા-
કાન ખોલી છે એટલે એક જોડ લેનારને પણ તે
થ્થાબંધ લેનારને કમીશન મળે છે. બહારગા

જોઇએ છીએ. સબો.

# છપાવો ! એક વખત કામ

# કરાવી જુઓ !!

# રાજસ્થાન

છાપખાનામાં, ગુજરાતી, અંગ્રેજી ભાષામાં ઘણુંજ સફાઈદાર કામ વખતસર છાપી આપવામાં આવે છે. હરેક જાતના જોબ કામ, કંકોત્રીઓ, હેન્ડબીલ, બીલબુકો વગેરે ઘણીજ કાગળોથી સફાઈદાર વખ-
ત છાપી આપવામાં આવેછે. છપામણીના ભાવ
કીફાયત રાખેલાં છે. એક વખત કામ કરાવી
જો.

જુમુનાયકની પોળ સામે છાપ-

# એમ. એન. પટેલ નું

ચોકડી. છાપનું.

# આમળાનું ખુશ
# બોદાર તેલ.

તા બાલને અટકાવી નવા બાલને ઉત્પન્ન કરે છે.
પાકેલા બાલને કાળા ભમર જેવા સુશોભીત કરે
છે. મગજને ઠંડક આપી યાદદાસ્ત તથા આંખના તેજમાં વ-
ધારો કરે છે આ તેલની ખુશબો માથામાંથી ત્રણ દીવસ લગી
જતી નથી.

ઓસ. ૪ ની બાટલી ૧ ના રૂ. ૦-૪-૦ ડઝન. ૧ ના
રૂા. ૨-૮-૦

આ શીવાય અમો દરેક જાતની વિલાયતી તથા સ્વદેશી
બનાવટની દવાઓ સુગંધીઓ, તેલ, અત્તર, સેન. સાબુ.
વિગેરે જથાબંધ રાખીએ છીએ. વેપારીને ખાસ કીફાયત
થી આપીએ છીએ. ફક્ત એકવાર મુલાકાત લઈ

મળવાનું ઠેકાણું

એમ. એન.

ફુવારા

સોલ એજંટ—ધી એલેમ્બી

પ્રો. ગજ્જર

